તુલ–સિંહ વાહ કાકા બહુ સારૂં જોડું મળ્યું બંન્નેના ગૃહ બહુ સારા છે.

કસ્તુર—જોજે હો ભાઇ બરોબર જોજે.

ગોર—અરે તેમાં તે વળી કહેવું પડે.

નેમચંદ—ઠીક છે ચાલ લે ત્યારે આ શ્રીફલ લઇ રૂપચંદને ઘેર જા અને કહેજો કહી તમારા ચી. પુત્ર દીનકર વેરે અમારા શેઠ નેમચંદે તેની સ્ત્રી ચી. પુત્રી મણીના વેવિશાળનું શ્રીફળ મોકલ્યું છે,

ગોર—વારૂ કહી ત્યાંથી શ્રીફળ લઇ વિદાય થયો અને રૂપચંદને ત્યાં આવી લાગ્યો રૂપચદે તેમને જોઇ માન સહિત બેસારી—આગમન કારણ પૂછ્યું ગોરે કહ્યું શેઠ ભાઇના વેવિશાળનું શ્રીફળ લાવ્યો છું.

રૂપચંદ—કોને ત્યાંથી.

ગોર—નેમચંદને ત્યાંથી.

રૂપચંદ—વારૂ ઘણું સારૂં તેમ કહી તેની વહુ અમૃતને કહે છે લે ભાઇના વેવિશાળાનું શ્રીફળ આ ગોર લઇ આવ્યો છે.

અમૃત—બહુ ખુશી થવા જેવું સ્વામીનાથ પણ કોના ઘેરથી.

રૂપચંદ—પેલા નેમચંદના ઘેરથી.

અમૃત—તેને તો એકજ પુત્રી છે પેલી મણી કે નહી.

ગોર—હા કાકી તેજ કેવી રૂપાળી અને ગુણીયલ છે.

અમૃત—હા ભાઇ હું કયાં નથી જાણતી બહુ ચપળ અને શાણી છે.

ગોર—લ્યો હવે જલદી આ અમૃત ચોઘડીયું છે.

અમૃત—હા ભાઇ લે બોલાવું દીનુભાઇને તેમ કહી દીનકરને બોલાવી સઘળી વાત કરે છે દીનકર અંતરમાં આનંદ પામે

છે અમૃત સગા વહાલાને બોલાવી દીનકરને બાજોઠે બેસાડી શ્રીફળ વધાવે છે. ગોરને દક્ષણા આપી સર્વ આવેલ સ્ત્રી પુરૂષોને સાકર વહેંચે છે સાકર વહેંચાઇ રહ્યા બાદ ગોરને રસોઇ કરવા સીધાં ભરી આપે છે ગોર રાંધી જમી આશીર્વાદ આપી ઘેર જાય છે.

વહાલા વાંચક શંકાશીલ બનીશ નહી કારણ કે દેશ નાતરીતના રૂપિઆ લેવા સંબંધી દીનકરના ભાષણથી અમુક લેવા ઠરાવ થયો હતો. જેથી તેમાં જોકે બીજા વેવાઇઓને પૂછપરછ કરવાપણું હતું નહી. ત્યારબાદ અઠવાડીયા પછી મણીને શુભ દીવસે ચુંદડી ઓઢાડી નેમચંદના ઘર તરફથી દીનકરને ગળવન કરવા એક દિવસ આમંત્રણ આવ્યું અને દીનકર તે દિવસ જમવા પોતાને સાસરે ગયો. જમી રહ્યા બાદ તેની સાસુએ નાતરીત મુજબ પાંચ રૂપિઆ ભાણામાં મુકયા. દીનકરે તે લીધા. અને ઊઠી પાસેના હોલમાં પોતાનાં કપડાં પહેરવા ગયો, નેમચંદ હજુ દુકાનેથી આવેલ હતો નહી. મણીની મા જમવા બેઠી એટલામાં એકાંત જોઇ મણી ખુશી થતી દીનકર પાસે ગઈ અને કહ્યું.

**મણી**—પ્રાણનાથ ઇશ્વરે આપણી ધારેલ ધારણા પાર પાડી. કેમ ?

**દીનકર**—હા પ્રીયા.

**મણી**—સ્વામીનાથ ઇશ્વર ભોજન પીરસવા વખત આપશે પણ હાલ તો મારા હાથની આ પાનપટી ખાઓ. એમ બોલી પાન આપે છે.

**દીનકર**—બહુ સારૂં પ્રિયા લાવ.

એટલામાં કસ્તુરબાઇ કંઇ કાર્ય સબબે બહાર આવી લાગ્યાં તેણે ઉપરનો બનાવ જોયો મણીએ તેની માને જોઇ તુરત શરમા-

ઇ ચાલી ગઇ તેની મા પણ પસ્તાતી પાછળ પાછી ચાલી ગઇ દીનકર કપટાં પહેરી રજા માગી પોતાને ઘેર આવ્યા ઘરે આવી એકાંત સ્થાનમાં બેસી મણીની પટી આપવા વખતની પ્રીતી યાદ લાવી અતી ખુશી થાય છે એટલામાં તેનો મિત્ર કેશવલાલ આવે છે.

દીનકર—આવો મારા દોસ્ત.

કેશવલાલ—હા ભાઇશ્રી.

દીનકર—કેમ બંધુ છો તો મજામાં કે.

કેશવલાલ—હા ભાઇ તમે મજામાં કેની.

દીનકર—અમે તો સદા મજામાંજ છીએ.

કેશવલાલ—કેમ સાસુને ત્યાં જમી આવ્યા.

દીનકર—હા ભાઇ.

કેશવલાલ—હાથ ધોવરામણ શું આપ્યું.

દીનકર—પાંચ રૂપીઆ.

કેશવલાલ—એમ. વેવાણ ભલાં દેખાય છે. પણ તેની પ્રીતી તમારા પર કેવી છે તેતો કહો.

દીનકર—ભાઇ ઘણીજ પ્રીતી.

કેશવલાલ—ત્યારે ઠીક તમારા સ્વસુર મળેલા.

દીનકર—ના ભાઇ તે હજુ દુકાનેથી આવ્યા હતા નહી.

કેશવલાલ—મારી ભાભી.

દીનકર—બસ કર તે વાત કયાં ઉઠાવી.

કેશવલાલ—કેમ એમ વળી વાહ. હવે તો કંઇ મોઢે ભાર આવ્યો કે શું.

દીનકર—તેમાં વળી ભાર શાનો.

કેશવલાલ—કેમ નહી પહેલાં તો આટલી બધી શરમ હતી નહી.

દીનકર—રાખવી જોઇએ ભાઇ.

કેશવલાલ—પણ કોની પાસે મારા આગળ તો બનેલી હકીકત કહેવી જોઇએ.

દીનકર—આજે એવો જાણુવા લાયક બનાવ બન્યો નથી,

કેશવલાલ—પણ કાંઇક

દીનકર—હું જમી કપડાં પહેરતાં તે આવી મને પાન આપવા જાય છે એટલામાં તેની મા આવી જતાં તે શરમાઇ ચાલી ગઇ.

કેશવલાલ—વાહ જાણુવા લાયક બનાવ બન્યો નથી આ બનાવ શું જેવો તેવો ગણાય

દીનકર—જેવો પણ તેવો

કેમેવલાલ—પણ તેની માએ શું કર્યું

દીનકર—તે પણ બીચારી શરમાઇ ગઇ શું કરે

કેશવલાલ—વાહ જોવા જેવું બની ગયું હે

દીનકર—હશે કયાં કોઇક હતું,

કેશવલાલ—ના હતી તો તમારી પ્યારી

દીનકર—ત્યારે પછી

કેશવલાલ—ઘણુ ખુશી થવા જેવુ લ્યો બેસો હવે હું જઇશ

દીનકર—આટલી વારમાં

કેશવલાલ—ભાઇ શેજ મારે કામ છે

દીનકર—બહુ સારૂ આવજે હો

કેશવલાલ—વારૂ

વૈશાખ સુદ ૪ ના શુભ મહુરતનાં લગ્ન જોવરાવી નેમચંદે લગ્નોત્રરી મોકલી તે રૂપચંદ શેઠે વીધી સાથ વધાવી લીધી હવે

મણીના માવત્રે વડી પાપડ થવા લાગ્યા. મણીના મનને પોતાનો લાયક અને મન પસંદ ભરથાર મલવાથી અતી આનંદ થયો ને-મચંદ શેઠે સુશોભીત મંડપ રચ્યો.

ચોથને દિવસે જાન જોડી સગા સંબધી સહીત તૈયાર થઇ રૂપચંદ શેઠ દીનકરને પરણાવવા નીકળ્યા સામઇયુ કરી નેમચંદ શેઠ જાનને આપેલ ઉતારે મોકલાવે છે. અપોળ, અલવો, કલવો થઇ રહ્યા બાદ માયાઇ થવા વખત થતાં દીનકર જાનડીઓ સાથ પોતાના સસરાના ઘર નજદીક આવી લાગે છે તોરણ બહાર વર મોચી પર વરરાજા ઉભા છે તેમને કસ્તુર બાઇ પોંખવા આવે છે.

બ્રાહ્મણ--ખુશીના પોકાર કરી રહ્યાં છે બૈરીયો ગીતની ધમાલ મચાવી રહી છે મંડપની આજુબાજુ તથા મંડપ વચ્ચે વીજળીની બતી ઝબકી રહી છે.

ગોર નીચે મુજબ બોલતાં દીનકરને પોંખાવે છે.

શ્લોક.

આવી છે વર પોખવા કારણે મલપતી સાથે સરવ સુંદરી.
લીધું ધુંશળ મુશળને રવાઇ ઇંડી પીડી ત્રાકશું
ઘાલ્યો ઘાટ ગળા મહી નહી નહી મોઢે લઇ કાંચળી
નાક સરવ દેખતાં નહી નહી કુરવતા ન મંગલ

પોખાયા પછી દીનકરને મંડળે વચ્ચે પધરાવવામાં આવ્યો અને ગોર મોઢેથી કન્યા પધરાવો સાવધાન એમ બોલે છે એટલે કન્યાને લાવી સામી બાજોઠ પર બેસાડે છે ગોરદેવ વરમાલા આરોપે છે ત્યાર પછી વરનાં જમણા હાથમાં મણીનો હાથ મુકી માહે રૂપીઓ લગ્નોતરી મુકી કે તે પર દીનકરની પીછોડી ઢાંકે છે

પ્રીય વાંચનાર હસ્ત મેળાપ થયો મણી તથા દીનકરની ટેક પ્રભુએ પાર પાડી બન્ને જણ મનમાં અતિ આનંદ પામ્યાં સર્વ લોક પણ આવું જોડું મલવાથી ખુશી થયાં દીનકરે ધીમે રહી મણીનો પોંચો દાબ્યો મણી ખુશી થઇ દીનમણી આનંદે પરણ્યા જાન ઉંઘલાવી વેવાઇઓ અરસપરસ ભેટી જુદા પડયા. મણીની સખીએ મણીને સાસરે સીધાવતાં કેટલીક અમુલ્ય શીખામણો દીધી સર્વ પાછા વળ્યા જાન ઘેર આવી રાત્રી થતાં શયનગૃહમાં દીનકરના પલંગ પર ગુલાબ મોગરા ચંપા ચંપેલી વગેરેના અંતરો રહ્યાં છે ઘણી શુશોભીત વીજલીની બત્તી જબકી રહી છે તથા પલંગ પર આબેહુબ શોભી નીકનારૂ મચ્છરદાની તે પલંગને શોભાવી રહી છે. દીનકર પ્રીયાની રાહ જોઇ પલંગ નજથીક એક આરામચેર પડેલી છે. તે પર બેઠો ઘણીવાર થતાં નહિ આવવાથી પાસેના મેજમાંથી એક રસીલું પુસ્તક લઇ વાંચવાની લહેરમાં પડયો અક્ષરો ચડપોચડપ ચાલ્યા જાય છે પૃષ્ટો જપાટાબંધ ઉકલતાં જાય છે વાંચેલ લીટી દ્રષ્ટીથી દુર થતી જાય છે પ્રેમરસના ધુટડા તેના હૃદયમાં સ્પર્શ કરતા જાય છે અને એક ચીતે વાંચવામાં લુબ્ધ બની ગયો છે તેવામાં રૂમઝુમ ઠુમઠુમ કરતી અને ચરણની આલીગના કરડા છ વીટીયાના ચટકારા કરતી તથા હાથથી દરિયાવ મહેલ તથા હીરા માણેકની બંગડીના પટકારા કરતાં જેણે ઉંચામાં ઉંચો રેશમી ચરણીયો પહેરેલો છે તથા ખુબસુરત લીલી સાડી ઓઢેલી છે તે સ્ત્રી હાથમાં ઝારી તથા નિર્મળ જળનો લોટો ગૃહી ચતુર કામની હાથણીની પેઠે ડોલતી દીનકર સનમુખ આવી.

વાંચનાર વીરા ખરેખર તે વખતનો દેખાવ જાણે સાક્ષાત

પાર્વતીજી શંકર સનમુખ આવ્યાં હોય યાતો જાનકીજી રઘુવિર રામચંદ્રની પાસે આવી કંઇ આજ્ઞા માગતાં હોય અથવા ઇંદ્રાણી ઇંદ્ર પાસે ગાન કરવા આવી હોય યાતો સ્વર્ગની અપ્સરા મૃત્યુ લોકના માનવીને મોહ પમાડવા આવી હોય તેવુંજ સ્વરૂપ આ વખત પ્રીય મણીનં દેખાતું હતું.

આવું સુંદર સ્વરૂપ જોઇ દીનકર અનહદ આનંદ પામ્યો તથા આખા શયનગૃહમાં આનંદ આનંદ થઇ રહ્યો ખરેખર થઇ રહે તેમાં કશો અંદેશો આણવા જેવું નથી કારણ કે તેની પ્રથમથીજ અત્યંત પ્રીતી જામેલી હતી.

**મણી**—પ્રાણનાથ અભિવંદન કરૂં છું.

**દીનકર**—આવો સતી.

**મણી**—આજ્ઞા પતી.

**દીનકર**—આવ પ્રીયા એમ કહી બડબડવા લાગ્યો વાહ પ્રભુ શી ખુબી રચી છે આ પ્રીયાના નખ ખરેખર કસ્તુરીની બરો-બરી કરી શકે છે તેની આંગળીઓ ચોળાની સરસમાં સરસ ચુંટી કાઢેલ શીંગો જેવી દેખાય છે. તેનો પોચો માખણથી વિશેષ કુણપ-વાળો છે, તેને કાંડે બંગડી કેવી શોભે છે તેની બાહુવે હેમનું કડું કેવું શુશોભિત લાગે છે તેની કાંચલી શરીરે ચોટતી તથા કરચલી રહીત વળી માંહે જીક જરી કેવાં ચળકે છે ખરેખર તે પહેરનારી મુજ પ્રીયા મણી તેને તો ધન્ય પણ તે કાંચલીના કર્તાને અતિ ધન્યવાદ આપું છું.

વાહ તારા કાન કણેરના પુષ્પથી વિશેષ શોભી રહ્યા છે અરે તારા માથાના વાળ ખરેખર રેશમની ફેલ જેવા જણાય છે વખત પર તું તારો ચોટલો છુટો મુકે તો નાગણી પણ શરમ યુક્ત

થાય ખરી ઉપરાંત તારાં મુસ્તકે વેણી કેવી દીપે છે વાહ તાહરૂં કપાળ કેવું વિશાળ દીસે છે વળી તેમાં હસવું અતી ખુબ સુરત દેખાવ આપી રહ્યું છે તથા ચાંદલો આબેહુબ શોભી રહ્યો છે. અહો તાહરાં નયન ખરેખર કમાનની બરોબરી કરી શકે છે વળી તુંજ ચક્ષુ મૃગલીની પેઠે ચોમેર કટાક્ષ મારે છે વાહ તારૂં નાક સુડાની નાશીકા જેવુંજ છે અરે ગોરી તાહરા ગાલ આગળ એક ગુલાબનું તરતનું ખીલેલું ફુલ ધરી સરખાવું તો તે એમાં તાહરા ગાલ ઉત્તમ નીવડશે. વાહ પ્રભુ! આ પ્રિયાની હડપચી તથા તેની અંદર દાડમ કલીસી ગોઠવેલી દાંત બત્રીશી કેવી સરસ લાગે છે વલી તેની આજુબાજુ ગુલાબ રંગના પેઢાં બહુ શોભી રહ્યા છે વાહ મારી વાલી પ્રીયા તાહરા ગળામાં નીલમણી હાર કેવો શોભે છે તાહરા ઉર ઉપર રહેલ એ શીખર રૂપી સ્તન વચ્ચેની તારી સરિતા રૂપી મગમાળા સુસવાટ કરતી ચાલી જતી હોય તેમ જણાય છે ઇશ્વરે તાહરૂં પેટ તારા શરીરની લાયકાત મુજબ ગોઠવ્યું છે ખરેખર પ્રિય તાહરી કેડ કટાર સમાન છે વળી તાહરા સાથલ કદલી સ્થંભની સરખાઇ કરે છે તાહરા ચર્ણમાં ઘુઘરાણા તથા આંગલીમાં કરડા છવીંટીયા કોઇ કસબી સોનીએ તને શોભતાંજ બનાવી આપ્યાં છે શાબાશ મારા નિરંજન નિરાકાર પ્રભુ હું મારી ખાત્રીથી કહું છું કે મારી આ મણી રત્ન પ્રીયાનો દેદાર ઘડતાં તને અતી વખત લાગેલ છે અથવા તું તે વખતમાં અવકાશી હોય તેમ જણાય છે.

**મણી**—કયારની આ બધું એક ચીતે સાંભળી રહી છે તે હવે બોલી:–પ્રાણનાથ આટલું બધું શું કોઇ ભાટની સોબતમાં વસ્યા લાગો છો અને તેથી તેની અસર આવી છે કે શું

આમ વખાણુના વરસાદ વરસાવી મુકયા હું કીંકરી દાસીના સ્વરૂપનું વર્ણન આપ આમ હદથી જાદે કરો છો તે જોઇ મને શરમ આવે છે.

**દીનકર**—નહી પ્રીય તાહરૂ સ્વરૂપ ખરેખર તેવુંજ છે.

**મણી**—બસ કરો પ્રાણુનાથ તમે કયાં કમતી છો.

**દીનકર**—પણુ પ્રીય તાહરા જેવું.

આમ બંને જણુ પ્રેમરસની વાતો કરી વખત થતાં નિંદ્રા-દેવીને તાબે થયાં રાત્રીના બાર વાગ્યા. માણુસ પશુ પક્ષી સર્વ પોતાને સ્થળે શાન્તપણે સુઇ રહ્યાં છે ચોકીવાલા જાગતા સુવા બુમ મારી રહ્યા છે આવી મધ્યરાત્રીએ દીનકરના પલંગ પરની ખુશબોદાર અંતરોથી બેભાન બની એક કાળીનાગણુ ઇશ્વર ઇરાદે કોણુ જાણે કયાંથી સુસવાટ કરતી આવી પહોંચી અને જેમ શંકરના નાગપાસ બાણુમાંથી છુટી રાક્ષસીના રૂધીરનું પાન કરવા જતી હોય તેવે વેગે ત્વરાથી દીનકરના પલંગ પાસે આવી પહોંચી પુર્ણ સુગંધ લેવા તલપ મારી પલંગ પર ગઇ અને ખુશબોથી ખુશ થતી ફેણુ માંડી આમ તેમ ડોલવા લાગી દીનકરે ઉંઘમાં જરા પગ ઉંચો કર્યો ઝેરી નાગણીના શરીરને લગાર ઇજા થઇ તુર્ત તેને ગુસ્સો ચડયો અને જોરથી દીનકરના ચરણુને ડંસ કરી દોડતી થઇ.

દીનકરની નીંદ્રા ઉડી ગઇ ચડપ બેઠો થયો. ઓય બાપ બુમ મારતાં મણી તુર્ત જાગી પ્રાણુનાથ શું. આમ કહે છે એટલામાં તેણે ડંસ કરનાર નાગણીને જપાટાબંધ દોડતાં જોઇ પોતાનાં સાસુ સસરાને ખબર પડતાં તુર્ત ઉપર આવ્યા. મણીએ દ્વાર ઉઘાડયાં તેઓ અંદર દાખલ થયાં અને જોયું તો દીનકરને કશી શુદ્ધી છે નહી મણી અમૃત વગેરે પારાવાર કકલાટ કરવા લાગ્યા આડોશી

પાડોશી દોડી આવ્યાં અને તેઓ પણ રૂદન કરવા મંડી ગયાં. જુવાનીયા નાગણીની શોધમાં પડી ગયા. પણ તે જળના રેલારૂપ નાગણી હાથ લાગે ખરી કે ?

બીલકુલ જણાઇ નહી પછી રૂપચંદ બેબાકળો થઇ કોઇ ઔષધીને બોલાવવા ચાલ્યો રાતનાં બીચારો ઘણાં ઘર ભટકયો પણ તેને ખરૂં ઔષધ જાણનાર વૈદ્ય મલ્યો નહી નિરાશ થઇ પાછો ફરતો હતો તેટલામાં કેશવલાલને ખબર પડવાથી તે જોસબંધ દીનકરના ઘર તરફ આવતો જણાયો રૂપચંદશેઠ તેને મલ્યા દીનકરના ખબર પૂછ્યા તો હોશકોશ વિનાનો જવાબ મળ્યો ત્યારે કેશવલાલે કહ્યું તમો તેની આસનાવાસના કરવા ઘેર જાઓ હું ઔષધીને બોલાવી જલદી આવું છું.

રૂપચંદ—વારૂ કહી પાછો ઘેર આવ્યો.

કેશવલાલે પૂછપરછ કરતાં એક ઝેર ઉતારવાનો અકસીર ઇલાજ જાણનાર તથા નાગોને મંત્રથી વશ કરનાર તથા કરડેલ સર્પને પોતાની મોરલીના નાદથી પાછો બોલાવી ઝેર ચુસાવી લેનાર એક કંગાલી જેનું નામ જીવો કરીને હતું તેને ત્યાં કેશવલાલ આવ્યો ત્યાં જઇ જુએ છે તો કરંડીયામાં પૂરેલ સર્પને બહાર કાઢી ભક્ષ આપતાં એક દસ વર્ષની છોડી તેણે જોઇ અને તે છોડી દરેક નાગને તેનો ખોરાક ખવરાવી દૂધ પાઇ કાછીઆ લોકો જેમ જોખેલ પંડોળાવ ઘરાક તરફ ફેંકે છે તેમ બાલીકાને નાગને ભક્ષ કરાવી કરંડીયામા ફેંકતાં જોઇ આવું જાણી કેશવલાલ હર્ષ પામ્યો અને તેના મનને ખાત્રી થઇ કે મારા મિત્રનું દુઃખ આ જીવો જરૂર મટાડી શકશે. અહિં આવી નાની છોકરી નાગની આ પ્રમાણે રમત કરે છે, તો તેની શકિત કેટલી હશે આમ વિચારી તેણે જીવા

કાકા એમ બુમ પાડી જીવો બહાર આવ્યો અને કહ્યું કેમ બચ્ચા અત્યારે આવવું પડયું કેશવલાલે કહ્યું મારા મિત્ર દિનકરને થોડી મુદત અગાઉ સર્પ ડંસ થયો છે. માટે તમોને બોલાવવા આવ્યો છું જીવો તુરત પોતાની મોરલી વગેરે લઇ તેની સાથે ચાલ્યો બન્ને જણુ દિનકરને ઘેર આવ્યા અને જોયું તો દીનકરની કશી શુદ્ધી હતી નહી જીવાને સારો આવકાર આપી આસનપર બેસાડયો.

જીવાએ દીનકર સામુ જોઇ સર્વને કહ્યું કશી ફીકર નહી કરો હું આટલો દુર બેઠો છું અને દિનકરને બીલકુલ ઔષધ લગાડયા સિવાય મારી મોરલીના નાદથી તે કરડનાર નાગણીને તમારી સમક્ષ હાજર કરી સઘળું ઝેર ચૂસાવી લઇશ. આમ કહી અફીણ ચઢાવી ચલમ ભરી બે ચાર ફુંક ગાંજો ચઢાવી જીવાએ પોતાની મોરલીનો નાદ શરૂ કર્યો, આ મોરલીનો સ્વર સાંભળી બીન ધાસ્તીએ શિકાર કરવા નીકળેલા બે ચાર મોટા ભોરીંગ જીવા સનમુખ આવી ફેંડ માંડી જેમ તબલચી ગાયનના સુરના પ્રમાણમાં મૃદંગ પર તાલ દે છે તેમ મોરલીના નાદ પર પોતાની ફેંણના તાલ દેવા લાગ્યા અને જાણે ગાંડા ઘેલા બની ગયા હોય તેમ ડોલવા લાગ્યા ત્યાં આવેલ સઘળા મનુષ્ય આશ્ચર્ય પામ્યા આવુ ગાન તાન તથા નાગની રમત રમાઇ રહી છે પણ પેલી દુષ્ટ નાગણીને તેની લગાર અસર થઇ નહી. અને તે તો બીક ભેર પોતાના દરમાં પેશી રહી છે. કારણ કે તે જાણતી હતી કે મારા કરેલા ગુનાનો સ્વાદ ચખાડવા કોઇ હુંશીયાર વાદી આવી પહોંચ્યો છે. જીવાએ ખુબ જોરથી પોતાની મોરલી ગજાવી મુકી, આથી જંત્રના સ્વરથી વગડાના મૃગો જેમ જંત્ર વગાડનારા આસપાસ આવી વીંટલાઇ વળી જંત્રનો નાદ એક ચિત્તે શ્રવણ કરે છે. તેમજ ઘણા નાના મોટા એરૂ જીવાની

આસપાસ વીંટલાઇ વળ્યા અને આમ તેમ ડોલવા લાગ્યા. બધાં માણસો બીકભેર આમ તેમ નાસવા લાગ્યાં જીવાએ નહી બીઓ કહી મણીને બોલાવી કહ્યું જે નાગણી કરડી તે તારી જોએલ છે મણીએ હા કહ્યું એટલે જીવે કહ્યું બેન આ માંહે તે છે મણીએ આમતેમ બધા સર્પ તરફ દ્રષ્ટી કરી પણ પેલી ચકચકીત આંખોવાળી અને લાલણે ભવાલી દુષ્ટ નાગણી નજરે પડી નહી તેથી મણીએ કહ્યું કાકા તે આમાં નથી જીવાને બહુ ખીજ ચડી તેણે મુઠ નાંખી સઘળા સર્પને વશ કરી પોતાની પાસે કરડીઓ હાજર ન હોવાથી એક માટલામાં પુરી ઢાંકણું બંધ કીધું અને છરી વતી એક રાડાના મલોખાંના ચાર કલમ બનાવી મંત્ર ભણ્યો કે ચાર કલમ ચાર દિશાએ ઉડી તેમાંની એક કલમ જયાં આપણી વાર્તાની નાયક દીનકરને મરણને શરણ કરી નાશી જનાર નાગણી સંતાઇ પેડી છે તે તરફ ચાલી અને તે નાગણીના માથામાં ગોચાવા લાગી આંથી નાગણી કાયર થઇ જીવાના શરણમાં આવી જીવાએ હુકમ કરતાં ત્વરાથી દીનકરના શરીરમાં પ્રસરેલ ઝેર ઘાયલ જગ્યાદ્વારે જરાએ જરા ચુશી લીધું. દીનકર આળસ મરડી બેઠો થયો સર્વ લોક આનંદ પામ્યાં જીવાએ નાગણીને લઇ રૂપચંદ શેઠે તેને યોગ્ય પાઘડી આપી વિદાય કર્યો.

---

## પ્રકરણ ૫ મું.

મણી ખુશી થઇ સર્વત્ર પોતપોતાને ઘેર ગયાં પ્રાતહકાળ થતાં સૌ સૌને કામે વળગ્યાં હમેશ આનંદમાં દિવસ નીરગમન કરવા લાગ્યાં દીનમણીની પરસ્પર પ્રીતી વૃદ્ધી પામી તેવામાં

મણીને પીયરથી તેડવા આવ્યાં અને તે જાણીને આણું વલાવી તેડી ગયાં. થોડા દિવસનો સહવાસ પણ મણી અત્યંત પ્રીતી લગાડી ગયેલ હોવાથી દીનકરને કયાંઇ ચેન પડે નહી સર્વત્ર અડવું અડવું બાસવા માંડયું તેમણે સ્કુલનો અભ્યાસ છોડી દીધો તથા કશો ધંધો કરવો ગમતો નથી. આથી તેનાં મા બાપની ધીમે ધીમે તે પરથી પ્રીતી કમતી થતી ગઇ કહેવત છે કે કમાઉ પુત્ર વહાલો લાગે આથી તેના માબાપ હમેશ તેને મેણાં મારવા લાગ્યાં મોઢે ચડી કહેવા લાગ્યાં કે કાંતો અભ્યાસ કર નહી તો વેપારમાં જોડા. દીનકરને આ વચનો કડવાં ઝેર જેવાં લાગતાં હતાં. તો પણ લાચારીથી સાંભળ્યા કરે છે આણીમેર મણી પણ પ્રીતીથી જુદી પડતાં અતી શોકાતુર રહે છે. એક દહાડો પોતે એકાંત સ્થાનમાં પતીનું સ્મરણ કરતી બેડી છે, તેવામાં વીજળી આવી અને તેગણે પૂછ્યું.

**વીજળી**—કાં બા કયારે આવ્યાં? સાસરૈર કેવી સુખકારક?

**મણી**—અતી સુખકારક.

**વીજળી**—પણ આજે શોકમાં કેમ છો?

**મણી**—બેન મને મારા પતિ વિના ચેન પડતું નથી.

**વીજળી**—તે તુંજ સાસરાવાળી સત્રાળી પરણાતી હશે તે પતી સાથેજ રહેતી હશે. પીયર કદી નહિ આવતી હોય કેમ.

**મણી**—મને તો મારા પતી સાથે રહેતું બહુ ગમે છે.

**વીજળી**—ઘેલી, એમ તે હોય થોડા દહાડા અહીં રહો પછી આખો ભવ ત્યાંજ રહેવું છે ને.

**મણી**—મનમાં વિચાર કરી બોલી; પ્રભુ હાલ મળવું તો નહિ બને પણ ચાલ પત્ર તો લખું એમ કહી વિજળીને કહ્યું બેન આજે એક કામ કરશો.

**વીજળી**—ફરમાવોને બેન મારી ક્યાં ના છે.
**મણી**—આજે તાહરા બનેવીને વળી એક ચીઠી આપી આવીશ.
**વીજળી**—ભલે લખો, આપી આવું.

મણીએ પત્ર લખ્યો.

## ચીઠી.

પ્રાણપતી તમારા વિયોગથી મારૂં મન અતિ દુઃખી રહે છે, મને લગારે ચેન પડતું નથી માટે કંઇ ઉપાય શોધી આપણો મેળાપ થાય તેમ કરો એવી મારી નમ્ર માગણી છે એ જ.

લી. આપની અર્ધાંગના **મણી.**

ઉપર પ્રમાણે પત્ર લખી વીજળીને આપ્યો. વીજળી તે લઇ દીનકર અત્યારે વાડીએ મળશે તેમ ધારી વાડી તરફ ચાલી. જોગ જોગે દીનકર તે વખત વાડીએજ જતો હતો તેથી તેણે તેને પેલી ચીઠી આપી દીનકર વાંચી આનંદીત બન્યો અને નીચે મુજબ લખે છે

## પ્રતી ઉત્તર.

પ્રાણ પ્યારી મારી પણ તારા જેવીજ ગતી થઇ છે તારા પ્રેમની પરિસીમા થઇ શકતી નથી. મૃગલોચની તાહરા કમળરૂપી ચક્ષુએ મારા ભ્રમરપી મનને હવાઇ ખ્યાલોમાં ગોથાં ખાતુ બનાવી દીધું છે, તે હવે સ્થિર થઇ કયારે બેસશે તે કહી શકાતું નથી, તો પણ ઉપાય યોજીશ એજ.

લી. દીનકર રૂપચંદ શાહ.

વીજળી તે ચીઠી લઇ મણી પાસે આવી અને તેમને આપી મણી વાંચી ખુશી થઇ પતિની પ્રેમપત્રિકાને છાતી સાથ ચાંપી પ્રેમ સાથે વાંચી આનંદીત બની પણ અંદરખાને તેને દીનકરનો વિયોગ સાલવા માંડયો.

દીનકર પોતાને ઘેર આવ્યો જમ્યો અને પછી પોતાના રૂમમા બેઠો છે. એટલામાં તેનો પિતા આવ્યો અને દીનકર પ્રત્યે બોલવા લાગ્યો કેમ બચ્ચા શું ધંધો કરવા માગો છો તેનો મને આજેજ જવાબ આપ. આમ કહે છે એટલામાં અમૃત કંઇ કાગળ લઇ રૂપ-ચંદ પાસે આવી અને કહ્યું આ વાંચો જોઇએ શું છે.

રૂપચંદે વાંચ્યું તો મણીની લખેલી ચીઠી માલુમ પડી આથી વધારે ચિટવાણો અને ક્રોધથી કહેવા લાગ્યો નીચ અને હરામનુ ખાનાર તારૂં ધ્યાન બૈરીમાંજ ગુથાયેલું છે તને હવે કશું કામ ગમશે નહી. આ શું આપણી ઉત્તમ જ્ઞાતિમાં વળી ચીઠીઓની આવજા કેવી ? બેશરમ તારૂં મોઢું ન બતાવ. જા તારો મારે હવે ખપ નથી.

**દીનકર**—તપી જઇને બહુ સારૂ પિતા તમારા કહેવા મુજબ ફરી મોઢું નહી બતાવું અને હવે તમારા ઘરમાં રહીશ નહી.

**રૂપુચંદ**—ભલે ચાલ્યો જા.

**દિનકર**—વારૂ બાપા તેમજ કરીશ.

રાત્રી થઇ સર્વ જમ્યાં સર્વ સૌને સ્થળે સુતાં દીનકરને પોતાના શયનગૃહમાં વિચાર થવા માંડયો અરે પ્રભુ શું દશા એક તો માબાપની અપ્રીતી હતી તેમાં વળી ચીઠી હાથ પડી અરે ? પણ તે એમને ક્યાંથી મળી ખરે હવે યાદ આવ્યું મેં તે ચીઠી વાડીએથી આવતાં કમરે ચડાવી હતી તે જમવા વખતે અબોટીયું પહેરતાં પડી ગઇ હશે અરે મેં કેવી ભૂલ ખાધી ખરે ભાવી પ્રબળ છે. કંઇ નહી મારૂ કિસ્મત એક તો મારી વ્હાલીનો મને વિયોગ છે તેમાં વળી ધંધામાં જોડાવા ફરજ પાડે છે સર્વ દુનીયા સ્વાર્થી છે. કોઇનુ કોઇ છે નહિ આમ બોલી નીચે મુજબ ગાવા માંડે છે.

## કુંડલીયો.

નહીં સગું કો આપણું નહી માત કે તાત.
નહી ભાઇ કે બેનડી નહી નાત કે જાત.
નહી નાત કે જાત સગાં પૈસાનાં સર્વે.
ફાની દુનીયાં ફોક મનુષ્યો માલે ગર્વે.
માલે ગર્વે મનુષ્ય તુજ ત્રીયાને દેખી.
અંધ બન્યા કો આજ પુરણુ પુજીને પેખી
પૂરણુ પૂંજી પેખીને લક્ષ્મી લક્ષ્મી તે ભજે
લક્ષ્મી કેરા લોભથી તન ભાગીને તે તજે

આટલું બોલી પાસેના મેજમાંથી પત્ર કાઢી પોતાની સ્ત્રીને લખે છે એટલામાં તેનો ઘાટી આવ્યો તે બીછાનુ બિછાવવા લાગ્યો તો તેને દીનકરે અટકાવ્યો અને કહ્યું જા અહીંથી મારે આજે સુવું નથી રામો ચાલ્યો ગયો અને દીનકરે પત્ર લખવો શરૂ કર્યો.

## અનઝારો,

અરેરે પારસ પ્યારી મારી મુજને અત્યંત સુખ દેનારી.
તને તજી હું જાઉં વિદેશ મારૂં મન તુજ પાસે રહેશે.
તજી જાઉં (૨) વિદેશ આવારી મળશુ કયારે મમ પ્યારી
મમ માતા તાતને વચને ઘાયલ કીધો છે મુજને
તેથી છોડું દેશ હું પ્યારી જઇશુ વિદેશ આ વારી.

અરેરે પારસ.

તુજ શિયલ સાચવી રહેજે કંઇ કામ કેરાુ તે કેજે
વળી મળીશ (૨) કોઇ દીન પ્યારી તું રહેજે ધીરજ ધારી

અરેરે પારસ.

યજ પ્રીતીએ બનેલો ઘેલો સ્યેહ હૃદથી જાદે જામેલો,
તે તજી (૨) જાઉ આ વારી મળશુ કયારે મમ પ્યારી,
અરેરે પારસ.

પ્રાણ પ્યારી મારા ક્રૂર પિતાના કટ્ટા વચને તને તથા પ્રીતીને અને મારા સ્વદેશને છોડી પરદેશ ગમન કરવા જાઉં છું બીલકુલ મુંઝાઇશ નહી જરા પણ સંકોચાઈશ નહીં ઇશ્વર રાખે તેમ રહેવું વિધીનું ધારેલું પીવું તાહરા બાપદાદાની આબરૂને બટ્ટો લાગવા દેઇશ નહીં કંઇ પણ કામકાજ મારા દોસ્ત કેશવલાલને કહેજે એજ.

લી. ભાગ્યોદયને આધિન વીધીવશ દીનકર

આ પત્ર પોતાની વહુને મોકલવા લખ્યો વળી બીજો લખવો શરૂ કર્યો.

ભાઈ શ્રી કેશવલાલ.

લલિત છંદ

મધુમતી રૂડું ગામ ગાજતું ધનાઢયો થકા એહ છાજતું
સૌરાષ્ટ્રને વિષે શોભતું અતી ભાવસિંહજી છે ભલાપતી
મહા સુભસ્થાન માત તાતનું ભગની પ્યારીને મુજ ભ્રાંતનું
તે તજી અને વિદેશમાં જવું દુખ દીલનાં તુજ કને કહું
માત તાતનાં વચન વાગતાં ઝટકા સમાન તેહ લાગતાં
એહ કારણે સ્વભૂમિ છોડીને પ્રાણ પ્યારીની પ્રીત તોડીને
વિદેશમાં જવુ બંધવા હવે નહી નહી નહી નહી રહુ હવે
પ્રણામ છે હવે બંધુ આવજે મીત્ર વર્ગને પ્રણામ કહાવજો

એજ લી. તાહરો જીગરજાન દોસ્ત દીનકર.

સાથેના પત્ર મણીને આપશો આટલું બોલી કવરમાં બીડી જરા વાર લમણે હાથ લગાવી બેઠો.

રાત્રીના બાર વાગ્યા સઘળા નિંદ્રા દેવીને આધીન થઇ પડયાં આવા વખતે દીનકરે કપડાં પહેરી પેલો પત્ર ખીસામાં મૂકી ધીમે રહી ઘર છોડયું જરા આગળ ચાલતાં ટપાલની પેટી આવી તેમાં કેશવલાલને શીરનામે પેલો પત્ર નાંખ્યો અને રસ્તો કાપવા માંડયો એટલે પોલીશ સ્ટેશન આવ્યું દીનકરના ચાલવાના અવાજથી પોલીસે સવાલ કર્યો.

**પોલીસ**—હુકમ

**દીનકર**—રૈયત

**પોલીસ**—કેમ અત્યારે

**દીનકર**—જરા કામ પ્રસંગે

**પોલીસ**—કામ સવારે અત્યારે ઇધર બેઠો.

દિનકર—આજીજીથી ઓળખાણો પાઢવા લાગ્યો પોલીસે તેને ઓળખ્યો અને સાહુકાર જાણી જવા દીધો આ પ્રમાણે ઘણા ખરા પોલીસને જવાબ દઇ દીનકર શહેર છોડી નદી ત્રટે આવ્યો અને જરા થોભ્યો.

ભયાનક રાતે પોતાનો અંધકાર ચોગરદમ ફેલાવી દીધો છે પૃથ્વીએ પણ શ્યામ સાડી ધારણ ધરી લીધી છે જેથી રસ્તો સૂજે તેવુ રહ્યું નથી માણસ પશુ કે પક્ષી આ વખત આ સ્થળે જોવામાં આવતુ નથી તમરાંએ તનેનાટી કરી રહ્યાં છે શિયાળીઆ ફુંકારી રહ્યા છે પવનના જોરથી વાડીઓ તથા જંગલના ઝાડો ગર્જના કરી રહ્યાં છે નદીનું નિર્મળ જળ શાન્તપણે બહે છે આ જોઇ દીનકર પહેલાં તો જરા ઉભો પણ વિચાર કર્યો કે આહા મારા ગામના ઝાંપામાં આવા નજીવા સંકટથી હું કંટાળી જઇશ તો વિદેશની મોટી આફતો શી રીતે સહન કરી શકીશ ? ખેર મા

બાપનાં મેણા કરતાં અઘોર સંકટ હજાર દરજે સારૂં છે એમ બોલી આગળ વધ્યો નદીનો લાંબો પટ તથા ચારે બાજુ વીંટળાઇ વળેલ વાડીઓથી સપાટ એક ભયંકર મેદાન જેવો લાગતો હતો. તે વચ્ચેથી મિસ્તર દીનકરનો રસ્તો હતો. બિચારો કોમળ અંગી ખીલતી જુવાનીનો ઉછળતો છોકરો આવી રાત્રિના વખતમાં જેના હાથમાં નવનવાં નોવેલ ભભકી ઉઠતાં તેજ માણુસ અત્યારે હાથમાં જોડા ઉંચકી પથે પડયો, દશ બારેક માઇલ ચાલ્યો એટલે રવિએ પોતાની લાલી પ્રદિપ્ત કરી, આભાસ આવ્યો અને ઝાડોની ઓળખાણ પડવા લાગી. રસ્તો સૂજતો થયો. આસપાસના ગામો દેખાવા માંડયાં એટલે દિનકર જરા શાંત થયો.

આગળ ચાલ્યો એટલે એક નાની નહેર આવી ત્યાં આગળ પોતાના કપડાં ઉતારી જંગલ જઇ આવ્યો હાથ પગ ધોઇ સ્નાન કરી જરા વાર ઇશ્વરનું આરાધાન કરી, નહેર તટે બેઠો અને થોડા વખત પછી વળી ચાલતો થયો જેષ્ટ માસનો ખરો તડકો અને સૂર્યનો જોસબંધ આવતાં ઉષ્ણ કાર્ણો દીનકરની ચામડી બાળી દે છે અને ગરમીથી ઉનો થયેલ પવન જેને લુ કહે છે. તે જમણી બાજુથી આવતાં દીનકરનો જમણો ગાલ જે ગુલાબના પુષ્પ સરીખો કુમળો છે તેને કરમાવી દે છે અને ડાબી બાજુથી આવતાં તે કોમળ ગાલની તેજ દશા થાય છે. શરિરે પરસેવાના જોબે જોબ ચાલ્યા જાય છે ચરણ તળવાઇ ગયા છે વખતપર બુટ પહેરી ચાલે છે ત્યારે પગની એડી નીચે કાંકરી આવવાથી બિચારાનો કોમળ ચર્ણ લચડાઇ જાય છે.

આવું સંકટ વેઠતો ઝપાટાબંધ જમીન કાપતો જાય છે. સૂર્ય અસ્ત થવા આવ્યો ગરમી કમી થતી જણાઇ એટલામાં દીન-

કર તુલજાપુર નામના નગરમાં આવી પહોંચ્યો. ધર્મશાળામાં જઇ પોતે ઉતારો કર્યો પણ સાંજે ખાઇશ શું તેનો તેને વિચાર થવા લાગ્યો થાકી પાકી લોથ બની ગયો હતો તેને ગામમાં જવા શકિત રહી હતી નહી. જૈન ગૃહસ્થ બાજુની ધર્મશાળામાં તેણે ઉતારો કર્યો હતો જરા વાર બેસી વીચાર કર્યો પણ તેને એક ઉપાય સુજતો નથી આખર વિચાર કીધો કે આમ બેશી રહેવાથી કશું વળવાનું નથી. પ્રવાસ કર્યાથી કંઇક વળશે એમ ધારી ત્યાંથી ચાલ્યો.

શહેરની પૂર્વ દિશાએ તે ધર્મશાળા હતી તેની સામે એક સુશોભિત નદી વહેતી હતી તથા તેનો કિનારો પત્થરથી બાંધેલો હતો ધર્મશાળાથી નદી તરફ જતાં ડાબી બાજુ દરબાર ડેલી હતી તથા તેની પાસે શહેરમાં જવાની એક નાજુક ગલી હતી કીનારા પરના છેલ્લા પગથીયા પર દીનકર ઉભો છે એવામાં એક વણીક અબોટીયા કરી જતો હતો તેણે દીનકરને જોયો અને વિચાર કર્યો કે આ કોઇ કુળવાન છે વળી તેનો ચહેરો શોકાતુર છે આમ ધારી પૂછ્યું.

વણીક—ભાઇ કયા ગામ રહો છો.

દીનકર—મધુમતી

વણીક—કેવા છો.

દીનકર—વાણીયા.

વણીક—આમ દીલગીરી ચહેરે અહીં કેમ ઉભા છો આપનુ સગુ છે.

દીનકર—ભાઇ મારૂ સગુ વહાલુ નથી.

વણીક—ત્યારે તમે કયાં ઉતર્યા છો

દીનકર—હું ધર્મશાળાં ઉતર્યો છું.
વણિક—અહીં શા માટે આવ્યા છો.
દીનકરથી બોલી શકાયુ નહી તેનુ હૃદય ભરાઇ આવ્યું પગ થીયાપર બેશી ગયો લમણે હાથ દઇ રડવા લાગ્યો લલાટે હાથ દઇ રડતાં અસ્રૂ બીંદુથી તેના ઢીંચણ ભીંજાઇ જવા લાગ્યા. આવું જોઇ પેલા માણસને અતી દયા પેદા થઇ તુર્ત તેણે પોતાના અંગુડાવતી તેનાં આંસુ લોહવા માંડયો અને હિંમત આપી ગભરાવા ના કહી દીનકર સજ થયો એટલે તે અતી આગ્રહથી તેને પોતાને ઘેર તેડી ગયો આવું દીનકરનું ગભરાયેલ હૃદય જોઇ પેલા સામા માણસને ખાત્રી થઈ કે આને ઘણું દુ:ખ છે.

દીનકર પોતે હિંમતવાન માણસ હતો પણ ઓછું લાગવાનું તથા ગભરામણ છુટવાનું કારણ માત્ર એટલુંજ કે તેના માવિત્રોએ તેને નાનપણાથીઆજ લગણ ઘણા ઘણા લાડમાં મોટો કર્યો હતો તથા પાણી માગે તો દુધ હાજર કરતાં એક માઇલ પણ પોતે પગે ચાલેલ નહોતો તે પાછલો વખત તેને સાંભરી આવતાં આ સ્થિતિ થઇ હતી—પેલો વાણીયો જેનું નામ કમળશી હતું તેને ત્યાં દીનકર ગયો તેણે તેને સારી રીતે આશ્વાસન આપી આદરસત્કારથી બેસાર્યો દીનકર બેઠો અને જરાવાર પછી શાન્ત થયો એટલે રસોઇ તૈયાર થવાથી દીનકરને જમવા બેસાડયો. દીનકર જમ્યો વખત થતાં સર્વ સૌને સ્થળે સુતાં અને દીનકરને એક હોલમાં સુંદર પલંગ બીછાવી આપ્યો એટલે દીનકર પણ વખત થતાં શાન્ત થઈ આખા દીવસનો થાકેલો હોવાથી થોડીવારમાં

નિદ્રાને સ્વાધિન થયો સવાર થયું દીનકરે રજા માગવા માંડી પણ કમરસિંહે તેને હાલ જવાય નહિ એમ કહી અતી આગ્રહથી ત્યાં રાખ્યો દીનકરને જવાનુ હતુ પણ કમળશીના આગ્રહનું ઉલંઘન કરી શકયો નહી તેથી તે ત્યાં રહ્યો અને હરખ શોકમાં દિવસ નિરગમન કરવા લાગ્યો.

સવારમાં નાહી ધોઇ નિત્ય ધર્મ કરી જમી જરાવાર અહાામ લે છે ત્યારબાદ શહેરમાં આમતેમ ફરી તથા કમળશીની દુકાને બેસી દિવસ ગુમાવે છે સાંજના બહાર ફરવા જાય છે અને ત્યાં રહે છે.

## પ્રકરણ ૬ ઠું.

એક દિવસ સાંજના પાંચ વાગતાં શહેર બહાર નદી ઉપર ફરવા જવું ધારી દીનકર શહેરની પૂર્વ દિશા તરફ રવાને થયો. નદીની સપાટી ઓળંગી પેલી પાર જવા તેને વિચાર થયો હતો. દીનકર નદીમાં આવ્યો.

તે દિવસ કંઇ તહેવાર હોવાથી સરીતાના સુંદર પટ વચ્ચે નવ નવી નારીઓ વિધવિધ રાસડા ગાતી હતી.

તેવામાં તેમાંથી એક બાળાની દ્રષ્ટિ દીનકરપર જતાં તેને મોહબાણ વાગ્યું. આ સ્ત્રીએ દીનકરને બે ચાર વખત ગામમાં જોયેલો હતો અને જોયા પછી તે દીનકરને મેળવવા તલસી રહી હતી પણ અજાણ્યો જાણી અતી શરમાતી આજે તેમની જીભ છુટી થઇ શરમનો અંતરપટ તે બાલીકાએ આજે ખશેડી નાંખ્યો અને સાથેની સાહેલીઓને નીચે મુજબ ગવરાવવા લાગી

## રાસડો

પંથી કયું તમારૂં ગામ કે કઇ દીશ જશોરે લોલ,
આવ્યા શેને કાજે અહીં કે કઇ દીશ જશોરે લોલ,
વહાલા કોણ માત ને તાત કે ધંધો શું કરોરે લોલ,
સાથે નહીં કોઇ સંગાત કે એકલા પરવરોરે લોલ.
પ્રીતમ કયો તમારો દેશ કે કેવા નાતનારે લોલ
પંથી પરઠી કોને વાત કે છો કઇ જાતનારે લોલ
હું તો મોહી પડી છું નાથ કે કોને વાતડીરે લોલ.
શાને છોડયા માત ને તાત કે શું વ્યાધી નડીરે લોલ
બોલો બોલો મારા સમ બનો નહી બાવરારે લોલ
બોલો નહી જો આજ તો સમ દઉં આકરારે લોલ,
મારે થઇ છે તમશું પ્રીત કેમ ન માન્યું ઘણુંરે લોલ;
પધારો પ્રેમ સહીત ભૂવન કે આપું બેસણુંરે લોલ
ઉષ્ણ જલે કરાવું સ્નાન કે ભોજન ભાવતાંરે લોલ,
પીરસું નીરખું નેણે નાથ કે પતી ચાલતાંરે લોલ.

આ સાંભળી દીનકર સ્તબ્ધ બની ગયો અને સ્થીર થઈ ઉભો રહ્યો પેલું ગાણું એક ચિતે શ્રવણ કર્યું અને વિચાર કર્યો કે એ કોણ હશે આટલું બધું માન કોને આપે છે આસપાસ જોઇ પૂર્ણ વિચાર કર્યો તો તે સઘળું પોતાપર લાગુ પડતું હતું જેથી બોલ્યો મારે તો પરસ્ત્રી મા બેન સમાન છે. પણ આ કોણ છે કેવી વર્તણુકવાળી છે. પરણેલી છે કે કુંવારી એ જોવાથી શું નુકશાન છે, એમ ધારી પાસેની ઝાડપર બેઠેલ કોયલ સામું જોઇ ગાવા મંડયો.

### દોહરો

કોયલ કંઠ અતી સરસ કયા વનની રહેનાર;
કોણ સાસુ સસરો અને કોણ તુંજ ભરથાર.

કોણ નામ છે તાહરૂં કોણ તમારી જાત;
ધંધો તુંજ ભરથારનો જણાવ સઘળી વાત.
આ સાંભળી સ્ત્રીએ નીચે મુજબ શમશા કરી.

**સમશા–દોહરો**

એક ઝાડને બાર ડાળ ડાળે પત્રાં ત્રીશ
દવાદશ દાળે ત્રીશમું પાન નામ ગણીશ
વળી એજ ઝાડની સાતમી ડાળે ચોથું પાન
સસરો મુજ સુલક્ષણો કોયલ ધરજે કાન.
દશ ડાળે ત્રેવીશમાં પત્ર તણો સમાજ
એ એધાણે ઓળખો છે મારો શીરતાજ
જળ વિના જીવે સુણું જાતે વેલો એહ
શાણો સમજે પલકમાં મારી સાસુ તેહ
જોગી પણ જડ રૂપ છે મુજ ફળીયાની માંહી
એ એધાણે આવજો પ્યારા પ્રીતમ ત્યાંય.

દીનકરે શમશા એક ચિતે સાંભળી જાણી અને તેને ખાસ જોવા તેને જાણુવા સારૂં ઘેર જવા ધાર્યું.

દીનકર એજ દિવસે રાત્રીએ આપેલ નીશાન નીહાળતો પેલી પ્રેમદાને ત્યાં જઇ ચડયો તો અત્રે રાહ જોઇ બેઠેલી કુલટા તેને જોઇ લજયાયુક્ત બની પોતાના ભૂવનમાં ગઇ જરા વાર પછી બહાર આવી તેને સારો આવકાર આપી, સુંદર આસન આપ્યું અને તે પર આવેલ પરોણાને બેસવા ફરમાવ્યું. વાચકવૃંદ ઉપર જણાવેલ કુલટાને મશ્કરી કરવાની આદત હતી. તેણે આપવા ધારેલ આસન પલંગ હતો તે પલંગને નેતર કે પાટી કશું ભરેલ હતું નહી પણ ફક્ત બીછાનાનો ભાર ખમી શકે તેવી રસીના થોડાજ આંટા ગોઠવી

તે પર સુંદર દેખાવનું બીછાનું પાથરેલ હતું.

**દીનકર**—દુરાચારી સ્ત્રીની કપટકળા જાણી શકયો નહિ અને મજકુર આસનપર બેઠો તેવીજ તટાતટ રસી તૂટી બિછાનું જમીનપર ગયું તે સાથ દીનકર કેડથી શીખા સુધી અર્ધ શરીરે જમીનપર પથરાયેલ બીછાને સુતો. અને તેનાં ચરણનાં તલીયાં છાપરાનાં તલીયાં નીહાળવા લાગ્યાં.

ત્યારે પેલી કુભારજા પીલુક પીલુક હસતી ટાંચકો મારી તાલ દઇ સંકટાનો ખસી ગયેલ છેડો સ્તનપર ઢાંકી પોતાના કાયમી ફતેમંદ નીવડી હોય તેમ ખુશી થતી એક બાજુ ઉભી.

આપણી વાર્તાનો નાયક દીલગીર સાથ ક્રોધ યુક્ત બની હાથના ખભાના ટેકાવતી બેઠો થયો તેને અતી ગુસ્સો ચઢયો, પણ શું કરે સહનશિલતા ધારણ કરી પલંગ ઓળંગી એક બાજુ ઉભો.

ગુસ્સો ચડયો છે. એવું જાણી તે લંપટ સ્ત્રી પોતાના કાર્યથી પસ્તાવો પામતી હોય તેવે ચેહરે દીનકરને કહેવા લાગી. માફ કરો શેઠજી તમારી ચતુરાઇ જોવા ધાર્યું હતું મારો વિચાર પાડવાનો બીલકુલ હતો નહી અને એવી ઇચ્છાએ મેં આ કૃત્ય કર્યું હોય તો મને મારા ભાઇના સમ છે હશે જે થયું તે ખાતર ક્ષમા કરી હું દાસીને માફી બક્ષવા કૃપાવંત થશો.

એવી કીંકીરી દાસીની નમ્ર માગણી છે.

એમ બોલી પગે પડી દીનકરનો ગુસ્સો શાન્ત કરવા સ્ત્રી ચરિત્ર કરવા લાગી અને બોલી કે વાહ પ્રિયતમ આમ મંગળા ચરણમાં ગુસ્સો કરશો તો આપણો સંપ લાંબી મુદત કેમ જાળવી શકાશે.

આવો બેસો મારા પ્રાણ પ્યારા આ આરામચેર તમારેજ

માટે છે તે પર બિરાજમાન થાઓ.

દીનકર બેઠો એટલે પેલીએ ગરમ પાની બનાવી ઝારીમાં ભરી દીનકરની પાસે મુકી સેન્ટની બાટલી લાવી અને બોલી.

પ્રાણનાથ આપનાં કોમળ ચરણ આ સુંદર ઝારીના ઉષ્ણ જળે ઝારવા તથા આપના શરીરને આ મનરંજક નમુનેદાર સેન્ટ ચોળવા પ્રભુએ મને ભાગ્યશાળી બનાવી દીધી છે.

પ્રીયતમ મારાપર કૃપા કરી હું દાસીની માગણી કબુલ રાખી આપ આવ્યા તે ખાતર પ્રભુનો આભાર માનવા સાથ ધારૂં છું કે જેમ મારી આ માગણી કબુલ રાખી આજે અત્રે પધાર્યા તેમજ સદાય મારી સર્વત્ર માગણી કબુલ રાખશો.

સ્વામીનાથ મને નીકલસનો હાર પહેરવા બહુ શોખ છે. ઉપરાંત છાપેલ છાયલ મને હાલ પહેરવાની જરૂર છે કારણ કે મારી એક સાહેલીનો પતી મુંબઇ રહે છે તેણે તેને માટે એક મોકલાવ્યું છે તે તેમને બહુજ શોભે છે. તો મને પણ તેવું પહેરવા મરજી થઇ છે. પ્રાણનાથ તમ વિના મારી મરજી સંપાદન કોણ કરશે એ બધું આપ અપાવશો.

એમ કહી દીનકરના પગ ઝારવા તૈયાર થઇ. પગ તરફ હાથ નાંખતાં દીનકર બોલ્યો.

**દીનકર**—ભગીની તમે મારા પગ હાથમાં લેવા શકિતમાન નથી.

**કુલટા**—હે પ્રીયતમ ભાગાની ! ખરેખર આજથી આપના સુખ દુઃખની ભાગીનીજ છું પણ આપના ચરણ ઉંચે લેવા હું શકિતવાન નથી એ શું.

**દીનકર**—તે એજ કે સ્રીએ પરપુરૂષની સાથ વાતચીત કરવી વ્યાજબી નથી. અડકવું એ વ્યાજબી નથી તો પગ હાથમાં

લેવા તદન ગેરવ્યાજબી કે નહિ ?

કુલટા—સ્વામીનાથ એવું વ્યાજબી ગેરવ્યાજબી આ જમાનામાં જોવાય ખરૂં.

દિનકર—કેમ નહી આપણે આ જમાનામાં કયા અવતારમાં છીએ.

કુલટા—સ્વામીનાથ મનુષ્ય અવતારમાં.

દીનકર—ત્યારે મનુષ્ય વ્યાજબી ગેરવ્યાજબી નહીં જુવે તો શું ઢોર જોશે.

કુલટા—પ્રાણનાથ એ ટાયલાં જવા દોને.

દીનકર—તે ટાયલાં છે.

કુલટા—હાજ તો એમ કહી દીનકરના પગ નજદીન આવે છે અને કહે છે સ્વામીનાથ દડ્ડા રહેવા દયો હવે જલદી મને આપના પગ ઝારી મરદન કરવા રજા આપો.

દીનકર—નહી મારા પગ ઝારનાર તથા મરદન કરનાર પ્રભુએ મને બક્ષી છે તેને તરછોડી હું અત્રે આવ્યો છું તેનું શું થતું હશે, તેનો વિચાર નહીં કરતાં ઉલટી તેની જગ્યા બીજીને બક્ષવી તે હું વ્યાજબી માનતો નથી. ઉપરાંત મારા પત્નીવ્રતપણાને એબ લગાડવા લેશ માત્ર ખુશી નથી.

કુલટા—હવે જાણ્યું તમારૂં પત્નીવ્રત ઠાલા ગાંડા શું થાઓ છો પત્નીવ્રતને પતીવ્રત તે બધું તમારૂં અંગ્રેજી શાસ્ત્રી જવા દોને.

દિનકર—બેન સમજો અને તમારી અધુરી ગૂજરાતી કેળવણીને જ્ઞાનનાં પુસ્તકો વાંચી પુરી કરો તો મારા ઉપલા સઘળા વર્ડ ગુજરાતીજ છે.

કુલટા—સ્વામીનાથ એવાં ટાયલાંથી હું કંટાળા ભરેલી છું આપની મુખમુદ્રાએ મને થોડા દિવસથી ઘેલી બનાવી દીધી છે અહો ચંદ્રવદન સુંદર પુરૂષ તમને જોયા પછી મારા શરીરમાં રોમ રોમ કામદેવ વ્યાપી રહ્યો છે આપ અહીં તે શાન્ત કરવા પધાર્યા જેથી મારો અવતાર સફળ

થયો સમજાું છું. સુંદરવદન ચટકતી ચાલવાળા તાહરી ચાલ પર હું આફ્રિન ફીદા છું. સુકોમળ તાહરા શરીરની કાન્તિ પર વારી જાઉં છું. કોમદેવના અવતાર મ્હારા શરીરમાં નસોનસ કામ ઉછાળા મારી રહ્યો છે સ્વામીનાથ આલીંગનરસ લેવાને પ્રેમરસ દેવા મારૂં હૃદય અધીરૂં બની ચૂકયું છે પ્રીયતમ તાહરા અધરોષ્ટનું મને હવે ત્વરાથી એક પ્રેમચુંબન લેવા દે આમ બોલે છે એટલામાં એક રજપૂત ખુની શમશેરથી હોલમાં દાખલ થયો કુલટાના રંગમાં ભંગ પડયો તે ભય પામી બીજા હોલમાં ચાલી આવનારને દીનકરની ગરદન પકડી શમશેર ઉગામી બોલ્યો વેવલી જાત વણીક પુત્ર સિંહના કોતરમાં શિયાળ જાય તો સિંહની ક્ષુધા શાન્ત કરે નાગના ઘાતમાં ઉંદર જાય તો નાગ તેનું સુખેથી ભક્ષણ કરે તેમ તું પણ માહરા પંજામાં આજે પકડાઇ પડયો.

તું જાણુતો નહી કે આ ગોહીલ દોલતસીંહની રાખેલી છે આ ગામમાં જેટલી રૂપાળી સ્ત્રી છે તેને સુખેથી ભોગવવા હું પરવાનો લઇ બેઠો છું આ સંસ્થામાં મારી હાક કેવી લાગે છે.

લે હવે મારી ચળકતી શમશેરને તાહરા શરીરને ભોગ આપું છું થોડા દિવસથી મીયાનમાં રહી તરશી તરવારને તાહરા રૂધીરનું પાન કરાવું છું. એમ કહી જોસથી તલવારનો જબરો ઘા કીધો ખુન ખુમ પડી પોલીસ અંદર દાખલ થયા.

## ભાગ ૧ લો સમાપ્ત.

## આ વાર્તાનો અધુરો રહેલો બીજો ભાગ જરૂર વાંચો.

# યોગની ચાવી

તથા

# દેશી અને ઇંગ્રેજી જાદુઇ વિદ્યા.

યોગવિદ્યાને લગતાં ગુજરાતીમાં બિલકુલ પુસ્તકો છેજ નહિ. તેથી યોગનો અભ્યાસ કરનારાઓને ઘણીજ અડચણ વેઠવી પડે છે. તેથી એ વિદ્યાનો અભ્યાસ કરનારાઓને ઘણીજ અડચણ વેઠવી પડે છે. તેથી એ વિદ્યાનો અભ્યાસ કરનાર યોગ સબંધિ જોઇતી માહેતી સાદી અને સરળ રીતે મેળવી શકે એ હેતુ ધ્યાનમાં રાખી એ યોગની ચાવી નામનુ પુસ્તક તૈયાર કરાવ્યું છે. એમાં નિચલા વિષયનો સમાવેશ કરવામાં આવ્યો છે.

(૧) વૈરાગ્ય પ્રાપ્તિનો ઉપાય (૨) એકાગ્રતાનું લક્ષણ. (૩) મંત્રનો પ્રભાવ. (૪) પ્રાણાયામ. (૫) યોગ માર્ગનાં વિઘ્નો. (૬) યોગના અભ્યાસમાં જોઇતાં સદ્ગુણો (૭) શરીરોની શુદ્ધતા. (૮) વૈરાટ સ્વરૂપ. (૯) મેસમેરીઝમ. (૧૦) વામ માર્ગની વિદ્યા. (૧૧) હિપનોટીઝમ. (૧૨) મસ્તક વિદ્યા. (૧૩) સ્પીરીરચુએલીઝમ (૧૪) મેન્ટલ ટેલીપથી. (૧૫) ત્રિકાળ જ્ઞાન. (૧૬) હાજરત ભરવાનો હુન્નર. ઉપર મુજબ સોળ વિષયોનો સમાવેશ કરવામાં આવેલ છે. પાનાં ૧૪૪ કીંમત ફકત રૂ. ૧-૦-૦. ટપાલ ખર્ચ સાથે.

# જ્વરવિનાશક ટીકડિ.

## ફ્કત ૭ ટીકડીથી આરામ

આ ટીકડી શરદીના, આંતરીઆ, મેલેરીઆ, જીર્ણજ્વર, વિષમ જ્વર, સન્નિપાતજ્વર, ત્રીદોષજ્વર તથા પ્લેગ અને ઇન્ફ્લુએન્ઝા જેવા મહાન જીવલેણ તાવને માત્ર ૭ ટીકડીથીજ હઠાવે છે. તેમજ અશક્તિ મટાડી જઠરાગ્નિ પ્રદીપ્ત કરી દસ્ત સાફ લાવી શરીરને તન્દુરસ્તી બક્ષે છે

તેમજ મેલેરીઆની સીઝનમાં વર્ષા તથા શરદ ઋતુમાં એકાન્તરે એક એક ટીકડી સવારમાં ચા અગર પાણી સાથે લેનારને મેલેરિઆદિ તાવની દહેશત રહેતી નથી તથા કોઇપણ ઋતુના તાવને માટે અકસીર છે.

આ ટીકડી તાવ હોય અગર ના હોય તો પણ ગમે તે સમયમાં લઇ શકાય છે કીં ટીકડીઓ ૧૦૦ની શીશીનો રૂપીઓ ૧॥.

**વાપરવાની રીત**—મોટા માણસે દિવસમાં ત્રણ વખત સવાર બપોર અને સાંઝ એક એક ટીકડી પાણી અગર દુધ સાથે લેવી માસ ૬ થી એક વરસના બાળકને ત્રણ વખત થઇ એક ટીકડી આપવી. એક વરસથી પાંચ વરસ સુધીનાને ત્રણ વખત થઇ બે ટીકડી આપવી.

ઇન્ફ્લુએન્ઝા પ્લેગ અને ઢુંટીયાના તાવમાં બોમ્બે પ્રેસીડન્સીના ઘણા ડી. લો બોર્ડો તથા તાલુકા લોકલ બોર્ડો તથા મ્યુનીસીપાલીટીઓ તરફથી આ ટીકડીઓ હજારો ગરીબોને વ્હેચવા માટે ખરીદાય છે અને તેની અસરનાં સરટીફીકેટ અમને મળતાં જાય છે.

| મળવાનું ઠેકાણું:— | એજન્ટ:—બુકસેલર |
|---|---|
| વૈદ્ય જગન્નાથ જી. દ્વિવેદી | સાકરલાલ બુલાખીદાસ |
| આયુર્વેદિક ફાર્મસી—નડીઆદ | બાલાહનુમાન પાસે—અમદાવાદ |

•

## ડાએરીઆ પીલ્સ DIARRHOEA PILLS

### (ઝાડા મરડાની ગોળી)

### સંગ્રહણી (ગળતી) માટે અકસીર દવા.

બોમ્મે પાણી વીકારથી લાગુ પડેલાં દરદ. ઝાડા અતીસાર સંગ્રણી (ગળતી), જુનો મરડો, લોહી, ઝાડો, આમ, આંતરડાં તથા હોજરીનાં દરદોથી રીબાતાં દરદીઓને યકૃત (લીવર) નળબંધ વાયુ, ચુંક, આફરો, શ્વાસનુ ચડવુ અશકતી મટાડી પાચન ક્રીયા વધારી શરીરમાં તાકાત લાવે છે. વાપરી ખાત્રી કરો.

કીંમત શીશી એકનો રૂ. ૧ાા) પો જુદુ.

**વાપરવાની રીત**—સવાર બપોર સાંજ એક ગોળી લેવી છોકરાને અડધી ગોળી પાણી દુધ અગર છાસ સાથે

**તા. ક.** આ દરદીએ હલકો ખોરાક છાસ અગર દુધ સાથે લેવાથી ગમે તેવો સંગ્રણી અસાધ્ય હોય તો પણ મટાડે છે. તે ઝાડા તથા મરડાને એકજ દિવસમાં નાબુદ કરે છે.

## એસેન્ઝોલ.

મોટા મોટા ડાકતરો વૈદો અને હકીમો દવા કરતાં છતાં નહિ મટેલાં ગમે તેવા જુનાં ખરજવાને અમારૂ એસેન્ઝોલ એકજ અઠવાડીઆમાં જડ મુળથી નાબુદ કરે છે; ખરજવા માટે એસેન્ઝોલ એ એકજ ઉપાય છે. વાપરવાથી ખાત્રી થસે સવારસાંજ બે વખત આંગળી ઉપર લઇ ચોપડવુ, જરા ઘસવું ને બીજે દિવસે સવારમાં ધોઇ સાફ કરી ચોપડવુ ચોપડયા પછી આંગળી ધોઇ સાફ કરવી કીંમત શીશી ૧ નો ૧–૮–૦ પોસટેજ જુદુ.

**તા. ક.** કોવારો તથા ખસ દાદર તો માત્ર જલદીથી નાબુદ કરે છે

# ચ્યવન પ્રાશ અવલેહ [ જીવન ]

સ્વાદિષ્ટ ચાટણુ તેમાં નિર્ભયપણે વાપરી શકાય છે, બાળક સ્ત્રીઓ તથા પુરૂષો સર્વને ગુણકારી છે જીવનનું સેવન કરનારને નિરોગી બનાવે છે શરીરમાં નિરોગીપણાના તત્વો વધારી લોહી તથા વીર્ય વધારી નબળાઇ, પાંડુ ખાંસી, અમ્લપીત, વંધ્યાદોષ નપુષકત્વ તથા ધાતુ વિકાર દરદો સુધારી મટાડવામાં આ કેસરી જીવન સર્વોત્તમ હોવાનો દાવો કરે છે કીં. રતલ ૧ ના રૂા ૩ પોસ્ટેજ જુદુ.

**વાપરવાની રીત**—બાળકને રૂા ૦। ભાર; તેથી મોટા બાળકને રૂ. ૦।। ભાર તેથી મોટા માણસને રૂા ૧ થી ર ભાર સુધી સવારમાં એક વખત જીવન સાથે ૦। શેર દૂધ પાવુ ને નાના બાળકને તેની રૂચી પ્રમાણે દૂધ પાવુ કંઈ હરકત નથી.

## કર્ણીક તેલ. (કાનના દરેક રોગ ઉપર)

કાનની બહેરાસ કાનનો સોજો, કાનનું પાકવું, (વહેવુ) રસી નીકળવી, શુળ, સણકા મારવા કાનની અંદર ફોલ્લી થવી કે કાનમાંથી પરૂ, લોહી, કે પાણી નીકળવુ વગેરે દરેક કાનના રોગ માટે અકસીર તેલ છે, સવાર સાંજ કાનમાં બે બે ટીપાં પાડવાં કીંમત શીશી એકનો રૂ. ૧–૦–૦

## જવહર જુલાબ

તાવની શરૂઆતમાંજ આ ગોળીની અસરથી પેટ સાફ થઇ જાય છે. અને તાવ હલકો પાડે છે આ ગોળી નબળા તેમજ ચુક આંકડી વગેરે કોઇ પણ દરદ થયા સીવાય પેટમાંથી પુઃતો ખુલાસો થઇ જાય છે અને બીજે જે જે સ્થિતિમાં જુલાબ લેવાની જરૂર જણાય ત્યાં આ ગોળી ઘણી ઉપયોગી છે તેમ પેટમાંથી કૃમી વગેરે સાફ થપ જાય છે. શીશીની કીં. ૧-૦-૦

## કફ પીલ્સ (ખદીરાદિ ગુટીકા) COUGH PILLS

ઉધરસ. સસણી. ઉંટાટીઆની ઉધરસ સળેખમ તથા છાતીના બીજા દરદોમાં અને સાદ બેસી ગયો હોય ત્યારે આ ગોળી દીવસમાં ત્રણ ચાર વખત એક એક ગોળી મોંમાં રાખવાથી રસ ચુસવાી (ગળવાથી) એકદમ આરામ થઇ જાય છે. તેમજ દમ શ્વાસ ક્ષયની ઉધરસ પણ આ ગોળીના સેવનથી નાબુદ થઇ જાય છે. સ્વાદીષ્ટતથા રૂચીકરનાર અને મુખની દુર્ગંધી દુર કરનાર છે શીશીનો રૂા.૧-૦-૦ પો. જુદુ.

## લીવર પીલ્સ.

યકૃત લીવર (બરોલ) જીર્ણ જવર અશકતી શરીરની ફીકાશ પાન્ડુ રોગ શ્વાસનુ ગડનુ વગેરે આ લીવર પીલ્સ થોડા સમયમાં મટાડી શકતી લાવે છે.

શરીરના સોજા પેટ તથા પેઢાનુ દરદ બરોલ લીવર હોજરીનો સોજો તથા દુખાવો એકદમ ગટાડે છે ને શરીરમાં શકતી લાવી લાલચોર બનાવે છે કીમત શીશી ૧ નો રૂ ૧-૦-૦

**વાપરવાની રીત**—બાળકને સવાર બપોર સાંજ અડધી અડધી ગોળીને મોટા માણસને દીવસમાં ત્રણથી ૭ ગોળી આપી શકાય છે.

## પ્રદરારિ લોહ ( સ્ત્રીઓ માટે શક્તિની દવા )

સફેદ પ્રદર લોહીવા ગર્ભાશયનો સોજો, દુખાવો, ઋતુનું સાફ ન આવવું, અનિયમિત આવવું, ગર્ભ ન રહેવો, સુવારોગ તાવ ખાંસી, હાથ પગે ચુંચારો, પેસાબમાં કળતર, હાથ તથા પગના તળીયામાં થતી બળતરા, દાહ, રતવા માથાનો અને કમ્મરનો દુખાવો શરીરે ફીકાશ તથા બેચેની વગેરે દર્દો માટે ઘણીજ અકસીર દવા તેમ કસુવાવડ થતી મટાડી ગર્ભાશય સુધારી વંધ્યત્વ દુર કરે છે, તેમજ સંગ્રહણી, અતસાર મટાડી દસ્ત સાફ લાવે છે. બળ. બુદ્ધિ; કાન્તિ તથા શરીરની સુંદરતા વધારનારજ આ દવા જેવી બીજી એકે દવા નથી.

**વાપરવાની રીત**—સવાર સાંજ ચોખાના ધોવણમાં એક એક ગોળી લેવી. કીંમત ડબી ૧ ગોળી ૩૨ ના રૂ ૧)

## ખુની હર્ષ અને દુજતા મસાનો મલમ

વાઢકાપ, આગ અગન કે બળતરા કે બીજી કોઈપણ જોખમદારી સિવાય માત્ર આ હર્ષનો મલમ ચોપડવાથી જડમુળથી નાબુદ કરે છે મલમ જરા આંગળી પર લઈ હર્ષ ઉપર દિવસમાં બેત્રણ વખત ચોપડવો તથા જરા જરા ઘસવો જેથી હર્ષ તદ્દન ચીથરા જેવા થઈ નાબુદ થશે. કીં. ડબી ૧ નો રૂ. ૧–૮–૦

કંઇપણ ઇજા વગર હજારો દરદીઓને આરામ થાય છે.

| મળવાનું ઠેકાણું:— | એજન્ટ:—બુકસેલર |
|---|---|
| વૈદ જગન્નાથ જી. દ્વિવેદી | સાકરલાલ બુલાખીદાસ |
| આયુર્વેદિક ફાર્મસી-નડીઆદ | બાલા હનુમાન પાસે-અમદાવાદ. |

# (ક્ષયહર સિરપસ્ટૅમીના)

આ સીરપ નામ પ્રમાણે ગુણ બતાવે છે, આ સરબત શાસ્ત્રીય રીતે વનસ્પતિથીજ બનાવેલો છે લાંબા વખતનો હાડ જ્વર વિષમ જ્વર, હાથ, પગ, બરડો, ખભાનું કળતર તથા હાથપગની બળતરા શ્વાસ; ક્ષય, દમ, ધાતુ ક્ષય, ફેફ્સાનો ક્ષય, લોહીનું કફમાં આવવું છાતીની મુંઝવણ, ગભરામણ તથા દુખાવો, સળેખમ કફનું વારંવાર પડવું તથા થુંકવું અગર કફની જગ્યાએ પીણુવાળો અગર પીળો કફ આવવો વગેરે ક્ષયહર સીરપનું સેવન કરવાથીજ આરામ થવા માંડે છે **વાપરવાની રીત**—દિવસમાં ત્રણ વખત પાંચ પાંચ ટીપાં દુધમાં નાખી પીવી, પરેજમાં તેલ મરચું, ખટાશ બંધ કરી દુધ અને ભાત ખાઇ આ સીરપનું સેવન કરનારને ગેરન્ટીથી ખાત્રીપૂર્વક ઉપલા દરદો મટે છે, શીશી ૧ નો રૂ. ૨—૦—૦

૧ શુદ્ધ કસ્તુરી, કેસર, બરાસ, ચંદ્રોદય, રસસીંધુર, અમ્બર સાચા મોતી વગેરે ઉતમ ઔસધો વ્યાજબી ભાવથી ખાત્રીલાયક મળશે

૨ તેલો લીમડાની લીમ્બોળીનું તેલ માલકાંકણીનું તેલ, સુખડ નું તેલ, અળસીનું તેલ, છાલ મોગરીનું તેલ, બદામનું તેલ, વગેરે દરેક જાતનાં શુદ્ધ તેલો વ્યાજબી ભાવથી મળશે.

૩ દ્રાક્ષાસવ, કુમારીઆસવ, લોહાસવ, કુટજારીષ્ટ વગેરે આસવો તથા અરીષ્ટો વ્યાજબી ભાવથી મોકલવામાં આવશે.

૪ વાસાસવ, ચ્યવન પ્રાશ અવલેહ, અભયામલકી, વગેરે અવ લેહો ચુર્ણો, ગોળી . ળ

# પ્રમેહ માટે ચંદ્ર પ્રભા ગોળી

આ ચંદ્રપ્રભાના સેવનથી દરેક જાતના પ્રમેહ લાંબા વખતના જુના પ્રમેહ, ચાંદી વગેરે-ને જડમુળથી નાબુદ કરે છે. તોલા ૧ના રૂા. ૧-૦-૦ સવાર સાંઝ એક એક ગોળી ગળો, ગોખરૂં તથા આ-મળાં (રસાયણ ચુર્ણ) તો. ૧ને સાંઝે સવારે તોલા ૫ ) પાણીમાં પલાળી મુકવું આ ગોળી ઉપર તે પલાળેલું પાણી ગાળી મધ તો. ૦।। નાખી પીવું જરૂરથી જુનામાં જુનો પ્રમેહ ખાત્રીથી મટી જસે

રસાયન ચુર્ણ:—ગળો, ગોખરૂ આમળાં સરખે ભાગે લઇ ખાંડી વસ્ત્રગાળ કરવુ.

## ધાતુ સંજીવન TONIC PILLS

આ ગોળી લેવાથી ગમે તે કારણથી ગુમાવેલી તાકાત પાછી લાવે છે; પુરૂષાતન કાયમ રાખે છે તેમજ વીર્ય વિકારના તમામ વ્યાધિઓને મટાડે છે અને વીર્યને ઘટ્ટ બનાવી ખરૂં પુરૂષાતન આપે છે. ખરી મરદાઈ આપનાર અને ફીક્કા પડી ગયેલા લોહીમાં ઉપયોગી તત્વો ઉમેરી શરીરને લાલચોળ બનાવનાર આ ગોળી વાપ-રવાની અમારી ખાસ ભલામણ છે. પરેજીની જરૂર નથી,

વાપરવાની રીત—સવાર સાંજ એકેક ગોળી કકડા કરી પાણી અગર દુધ સાથે લેવી, પરંતુ ખટાશ અને તેલ બંધ કરનારને એકજ સીશીથી પુરેપુરો લાભ મળે છે.

કીંમત ડબી ૧ ગોળી ૩૨ ના રૂ. ૧-૦- પેકીંગ પોસ્ટેજ જુદું.

